# ફર્માને હિન્દ

અથવા

# હૉટેલ પર હલ્લો !

(તમામ હિંદુ મુસલમાન ભાઇઓને માટે)

માત્ર દેશસેવાના હેતુથી

લખી પ્રગટ કરનાર,

ત્રિકમલાલ ગોવિંદલાલ દેશાઇ.

ડાસરા.

હાલ

ઠે. બાલાહનુમાનની પાસે કવિશ્વરની પોળ.

અમદાવાદ.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦

# ફર્માને હિન્દ

અથવા

# હૉટેલ પર હલ્લો!

( તમામ હિન્દુ મુસલમાન ભાઇઓને માટે )

કવ્વાલી ગજલ.

હુવસ હૉટેલ તણો દુશ્મન, જવાની એ નિશાની છે.
અરે! બસ! બેસતમ બરકત, જવાની એ નિશાની છે. ૧
અગર ઈસ્લામી કે હિંદુ, કરો હૉટેલ તણો ટોટલ;
બની દર્દી અરે! બોટલ, પીવાની એ નિશાની છે. ૨
ઉકાળો પી અકલ ખોઇ, શીકલ બંદર બનાવો કાં ?
મલેકુલ મોતની છાયા, છુવાની એ નિશાની છે. ૩
ખુને નાહક ખતમ કરવા, પતંગો કાં બનો પ્યારા ?
ઉકળતા ઝેરના જાહિર, કુવાની એ નિશાની છે. ૪
અરે! હૉટેલ! બની બેટેલ! ન ભોજન એ જીવન ભંજન;
અજળતા ધર્મને ધનના, ધુંવાની એ નિશાની છે. ૫
ખલક વેશ્યા તણી ખાટે, ચડયા શું બંધુઓ ચાટે ?
તુરત તાકત તણી તુર્બત, થવાની એ નિશાની છે. ૬
હુકમ છે હિંદ દેવીનો, હટો સૌ દૂર હૉટેલથી;
ચિતા કે કબ્રમાં જલ્દી, સૂવાની એ નિશાની છે. ૭

સમય પલટયો ! શુરા જંગી ! તમે છો દેશની આશા;
નિરાશામાં અરે ! કાળી, નીશાની એ નિશાની છે. ૮
કતલ થાવા કતલખાને, જવાની એ નિશાની છે;
જીવ્યા તો શું ? મુવા તો શું ? મુવાની એ નિશાની છે. ૯

---

સેંકડો વર્ષથી પરતંત્રતાની બેડીમાં જકડાઇ પોકાર કરતી હિંદદેવીને અનેક પ્રકારનું આશ્વાસન આપી તેનો ઉદ્ધાર કરવા દેશનાયકો હાલમાં ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે તેમના એ દેવવિનંદિત કાર્યમાં મોટું વિઘ્ન કરનારી અસંખ્ય હૉટેલો શહેરેશહેર અને ગામેગામ ઉધેઈના રાફડાની પેઠે ફુટી નીકળી છે ! છેલ્લાં પાંચ વર્ષમાં આ નાશકારક ઉધેઇએ ભયંકર દાવાનળનું રૂપ પકડીને દેશનું એટલું તો સત્યાનાશ વાળી નાખ્યું છે કે જે જાણીને દેશમાં વસનારા દરેક દરેક સાચા હિંદુ મુસલમાનોનાં રોમેરોમ ઉભાં થયા સિવાય રહેશે નહિ. હાલમાં વિચિત્ર પદ્ધતિથી લખાયેલા ઇતિહાસો કે જે હિંદ ઉપર હકુમત કરનારા કેટલાક હિંદુ રાજાઓ અને મુસલમાન બાદશાહોને દેશની ભયંકર ખાનાખરાબી કરનાર તરીકે જાહેર કરે છે તે હકીકત જો સત્ય હોય તો તેનાથી હજારગણી વધુ ખાનાખરાબી હાલના સમયમાં આ હૉટેલોએ નિપજાવી છે એમ માનવામાં કાંઈપણ અતિશયોક્તિ નથી, દેશના સત્તાધિશોને આવા વિષમ સમયમાં કેવળ શાંત જોઇને અંતરની લાગણી વાળા કેટલાક સ્વદેશ પ્રેમી વીરોએ આ ભયાનક ઉપદ્રવ

અટકાવવા એકદમ ચળવળ શરૂ કરી દુઃખ પામતા દેશને અત્યંત ઉપકારના બોજામાં ડુબાવ્યો છે એ એક સદ્‌ભાગ્યની નિશાની છે, પરંતુ સમય વ્યતિત થતાં તેમની એ ચળવળમાં શિથિલતા ન આવે એવા હેતુથી એક જાહેર લખનાર તરીકેની યોગ્ય ફરજ બજાવવા મારો આ યત્કિંચિત્ ઉલ્લેખ છે.

મારા પ્રિય બંધુઓ ! અને એહલે ઈસ્લામના ઉપાસક બિરાદરો ! સૈકાંનાં સૈકાંઓથી આ સુવર્ણભૂમિમાં તમે સાથે નિવાસ કરી રહ્યા છો. તમારી જન્મદાત્રિ હિંદ હોવાથી આ દેશ તમારોજ છે તેનો કોઈથી ઈનિકાર થઈ શકે તેમ નથી. તમારા ઐકયનું ખંડન કરનારા અતિશયોક્તિ ભરેલા ઇતિહાસોએ તમને બન્નેને આજદિન સૂધી અંધકારમાં અથડાવી માર્યા છે, પરંતુ હવે તમારી એ સંબંધમાં જણાતી જાગૃતિએ દેશને મગરૂર બનાવી મૂક્યો છે એનાથી આનંદ વાર્તા બીજી કઇ હોય ? તમારા પરસ્પરના હિતમાંજ સમગ્ર દેશનું હિત સમાયેલું હોવાથી મારો આ લેખ તમો બન્નેને અનુલક્ષીને છે, અને તેનું અંતીમ તાત્પર્ય એ છે કે હાલના સમયે ચાલુ થઇ રહેલી કેટલીક શુભ પ્રવૃત્તિઓમાં દેશની હૉટેલો મોટા વિઘ્નરૂપ છે તેને જો એ એકદમ નિર્મૂળ કરવામાં નહિ આવે તો તેનું પરિણામ થોડાજ સમયમાં તમારી બન્નેની પાયમાલીમાં આવશે એમાં કાંઇપણ સંદેહ નથી.

હવે આ હોટેલોએ અત્યાર સૂધીમાં દેશની ખાનાખરાબી કેવી રીતે નીપજાવી છે તે હું તમને જણાવીશ.

પ્રથમતો આપણા દેશમાં વપરાતી ચાહે કે જે હજારો હોંશિઆર હકીમો, વૈદ્યો, અને અનુભવી ડૉકટરોના સર્વમાન્ય મત પ્રમાણે ઝેરી તત્વવાળી હોઇને તન્દુરસ્તીમાં ખાસ ખલલ કરનારી છે અને તેમાં કંઈક નશો લાવવા માટે શરૂથી જ તેને અફીણનો પુટ આપી વિશેષ ઝેરી બનાવવામાં આવેલી હોય છે તે ચાહે હોટેલની અંદર વારમવાર વપરાતાં ગંદાં વાસણોમાં રાતદિવસ ઉકળતી રહે છે. સત્વ વિનાનું સાંચાનુ દૂધ અને હજારો જીવતી મરેલી કીડી મંકોડીઓથી મિશ્રિત ખાંડની થેલીઓ હોટેલના બેદરકાર નોકરોને હાથે તેમાં ઠલવાય છે! એ સિવાય હવામાં ઉડતાં જંતુઓ પણ એ ઉકળતા લોહી ઉકાળામાં પ્રસંગોપાત ઉકળી જાય છે! ત્યાર પછી સફાઇથી ગળાઇને તૈયાર થયેલી એ ચાહેને હજારો હિંદુ મુસલમાનભાઈઓ પોતાના પેટમાં હોંશથી પધરાવી દે છે! અરે! મોં માગ્યા પૈસા આપીને મીઠું ઝેર ખરીદી લે છે! આથી અફસોસકારક બીજું શું હોય? વધુ અફસોસ કરવા જેવું તો એ છે કે ઘણુંખરૂં સઘળી કોમનો ત્યાં શંભુમેળો થતાં વર્ણાવર્ણનું તંત્ર તદ્દન તુટી જાય છે. સિવાય ગરમી કે એવાં બીજાં ચેપી દર્દોવાળા બીમારોએ એટેલાં પાત્રોમાંજ તલપ થતાં તલપી રહેલા પનોતા પરોણાઓને એ સુંદર સ્વાદિષ્ટ પીણું પીરસાય છે! હૉટેલના હવસી બંધુઓ! હવે હું તમને પૂછીશ કે શું તમે તમારા પવિત્ર ધર્મની, કર્મની અને શર્મની પૂરેપૂરી પાયમાલી નથી કરતા? પરસેવો ઉતારીને પેદા કરેલા પૈસાની નિરર્થક હોળી કરીને

શું તમે હળાહળ અથવા કાતિલ ઝેર નથી પીતા ? ધર્મનું સંરક્ષણ કરનારા સમર્થ સત્તાધિશ ઇશ્વર કે ખલકના ખાવિંદ ખુદાથી તમે શું નથી બીતા ? એ હૉટેલોના જ પ્રતાપેજ દેશમાં દહીં, દૂધ અને ઘીનો દુષ્કાળ પડયો છે તેના શું તમે જાણકાર નથી ? તમારાં બાલ બચ્ચાં દૂધ ઘી વિના ટળવળે છે તેની શું તમને દરકાર નથી ? અને હું તમને ફરીથી પ્રચંડ પોકાર કરી પૂછું છું કે તમારા દેશને તમે શું વફાદાર નથી ? શરમ ! બહુજ શરમ છે મારા બંધુઓ ! આથી વિશેષ હું તમને શું કહું ? હોટેલવાળાનાં બીલ અહીં હમેશાં ચુકાવો છો તેનો તમને હિસાબ નથી પરંતુ યાદ રાખો કે એ સઘળાંનો હિસાબ અને જવાબ પેલી દુનિઆમાં તે પવિત્ર પ્રભુ કે પાક પરવરદિગાર તમારી પાસે જરૂર માગશે, કેમકે કેવળ હૉટેલવાળાને જ કમાણી કરી આપવાને તેણે તમને સરજ્યા નથી. તમારા ધર્મ ઉપર, કર્મ ઉપર, આબરૂ ઉપર અને છેવટે જાત ઉપર આવી પડેલી ભયંકર આપત્તિ જોઇને પરસ્પર સુખ દુઃખના વિભાગી બનેલા મારા બેઉ બંધુઓ ! હજુ પણ ચેતો. આ મીઠા ઝેરનું સેવન કર્યા પછી થોડીજ મુદ્દતે દર્પણમાં તમારૂં સ્વરૂપ જુઓ, અને પછી કહો કે તમારી એ અસલની સૂરત છે કે નહિ ? તમારા પેટની હોજરીને પૂછી જુઓ કે તેને પ્રથમની પેઠે ખોરાકની જરૂરત છે કે નહિ ? તમારા શરીરના સઘળા સાંધાઓથી ખાતરી કરો કે તેમનામાં પહેલાંના જેવું બળ અથવા તાકત છે કે નહિ ? પ્રભાતના પહોરમાં ગરમા

ગરમ ચાહને પેટમાં પધરાવી દીધા પછી તમારા પવિત્ર દીલના ચાહનું શું થશે તેનો તમને લેશ માત્ર વિચાર થાય છે? આ બધા પ્રશ્નોનો તમે ટુંકમાં સત્ય પ્રત્યુત્તર આપવા ઇચ્છતા હો તો તે એટલોજ કે "એ ચાંડાલિની ચાહ અમારૂં હિત, વિત્ત અને જીવિત હરી જાય છે."

હવે હૉટેલના હોંશીલા હિંદીઓની ક્ષુધા તૃપ્ત કરવા માટે તેમાં જે ભાત ભાતનાં ભોજન તૈયાર કરવામાં આવે છે તે વિશે કાંઇક લખીને તેમના કાન અને આંખો એકદમ ઉઘાડી નાખવાની મને ખાસ જરૂર જણાય છે. આ મિષ્ટાનને તેઓ પવિત્ર હવિષ્યાન્ન માનીને પોતાના મુખ રૂપી યજ્ઞમાં અતિ આનંદથી હોમી દે છે, પરંતુ તેમ કર્યા પછી ટુંક સમયમાં તેમનો પોતાનોજ હોમ થઇ જાય છે! દૂધપાક, બાસુદી અને શિખંડ કે જે ખાસ દૂધનાંજ બને છે તે દૂધ મોટા પ્રમાણમાં ખરીદવામાં આવતું હોવાથી ભાગ્યેજ ભેગ વિનાનું હોય છે. અને કદાચ તેને ભેગ વિનાનું કહેવામાં આવતું હોય તો તેમાંનું પૌષ્ટિક તત્વ પ્રથમથી જ ખેંચી લેવાયેલું છે. આ હકીકત ખૂબ ખાતરી કરીને લખી છે. વળી એવા સત્વહીણુ અથવા ભેળસેળ વાળા પદાર્થો પણ તાજેતાજા આરોગવાનું તો કોઇ ભાગ્યશાળીના જ ભાગ્યમાં આવે છે! આવા પદાર્થો મનુષ્યની બળબુદ્ધિનો કેટલે દરજ્જે વિનાશ કરે છે તે કહેવાની ઝાઝી અગત્ય નથી. લગભગ દુનિઆના સઘળા ડૉકટરો, વૈદરાજો અને હકીમો એવી વિનાશકારક વસ્તુઓથી દૂર થવા ગંભીર ચેતવણી આપી

રહ્યા છે. સામાન્ય અનુભવથી પણ આપણે જાણી શકીએ છીએ કે એવો ખોરાક એક સશક્ત મનુષ્યને પણ અશક્ત બનાવી દે છે. વળી શાક, ભજીયાં વગેરે વસ્તુઓ તૈયાર કરવામાં વપરાતું તેલ બલગમ જેવી ભયંકર બીમારીની સાથે ભેલ કરાવે તેવુંજ હોય છે. સિવાય પુરી, જલેબી, ગાંઠિયા, સેવ, ગલપાપડી વગેરે બનાવવાના જુના પુરાના આટામાં પણ હજારો ઝીણા જીવ જંતુના વાટા થઇ ગયેલાછે ! વળી જે જે વસ્તુઓમાં ઘૃત વપરાય છે તે ઘૃતની સહજ નિરિક્ષા કરી જોતાં ઘ્રાણેન્દ્રિયને ગભરાવી દે તેવું ગંધાતું હોય છે. મારા બંધુઓ ! હું તમને ખાતરીથી કહું છું કે હૉટેલોમાં તૈયાર થતું દરેક ખાણું ,તન્દુરસ્તીના નિયમને તિલાંજલી આપીને બનાવેલું હોઇને તે લગભગ વાસીજ છે, અને તે તૈયાર કરનારા અથવા તમારા ઑર્ડરો એકદમ અમલમાં મૂકનારા નાના મોટા નોકરો તરફ તમે દૃષ્ટિ કરશો તો જણાશે કે તેઓ તેજ વખતે ઘાંચીની ઘાણી ઉપરથી ઉતરેલા છે ! ખુલ્લું માથું, વિખરાયેલા વાળ અને ઘણા દિવસના મેલથી ગંધાતાં કપડાં, એ હૉટેલનો નોકર ઓળખવાની ખાસ એધાણી છે ! રાત દિવસ તમારા જેવા મોંઘા મહેમાનોની માવજતમાં રહેતાં પડતા પરિશ્રમે તેમના સુવાસિત અંગમાંથી ઝરતો પરસેવાનો અખંડ પ્રવાહ એ ભાવના ભોજનમાં વારંવાર ભળી જતાં તેની લેહજ્જત પણ તમારે ફરજીઆત ચાખવાની છે ! વળી એ ખાણું પકવવાનાં અને પીરસવાનાં પાત્રોની પવિત્રતા કે સ્વચ્છતા ઉપરતો

પ્રથમથીજ ઝાડુ ફેરવી મૂકેલું છે ! એકનું એઠું પાત્ર સહજમાં સાફ કરીને તત્કાળ બીજાને આપવામાં આવે છે ! આવી અંદરખાને ગંદકીથી ભરેલી, પરંતુ બહારથી કુર્સી ટેબલો ભપકાબંધ ગોઠવી સુશોભિત કરેલી અનેક હોટેલોએ લોકોને ઠંડુ ઝેર ખવરાવીને દેશમાં હાહાકાર વર્તાવી દીધો છે. આ રસાલ ભૂમિમાં ઉત્પન્ન થતાં ઉત્તમ પૌષ્ટિક તત્વોને સત્વહીણુ કરી તેનો કેવળ દુષ્કાળ પાડી દીધો છે. અને દરરોજ સામટો શંભુમેળો કરી લાખો ધર્મપ્રિય ભોળા બંધુઓને વટાળી મારતાં તમારા ધનનો અને ધર્મનો ધુમાડો કરી દીધો છે ! આવી રીતે હાલના સંજોગો અને વસ્તુસ્થિતિનું દીર્ઘદૃષ્ટિથી અવલોકન કરતાં દેશની લક્ષ્મી લુંટી લક્ષ્મીવાન બની જવા ઈચ્છનારી હોટેલો સર્વનાશની નિશાની છે એમ કહેવામાં કાંઈ પણ સંકોચ રહેતો નથી.

અને ઓ હૉટેલના હવસી બંધુઓ ! આ સઘળું જાણ્યા છતાં તમને એ ઉંડા કૂપમાં કૂદી પડવાનું સાહસ કરતા જોઈને અંતરમાં ઉત્પન્ન થતા અત્યંત ક્રોધથી, ખેદથી અને એક બંધુ તરીકેની અંતર લાગણીથી તમને આડે માર્ગે જતાં અટકાવી તમારી પાસેથી ખુલાસો માગવાનો મને હક્ક છે કે શું તમે તમારી ચપ્પણચટ્ટુ જીભ ઉપર કાબુ નથી રાખી શકતા ? શું તમે તમારા ઘરની દાળ રોટલી ઉપર સંતોષ નથી માની શકતા ? આવા વિષમ સમયમાં તમે તમારા ગરીબ ગજવાં ઉપર પરાણે કાપ મૂકાવીને શા માટે ખુવાર થાઓ છો ? દાઝ્યા ઉપર ડામ કરી ડૉકટરોનાં બીલ

ચુકાવવા સ્વહસ્તે શા માટે બિમાર થાઓ છો ? શું એ અપ-કૃત્યનો ઇન્સાફ લેવા પાક પરવરદિગારની દરબારમાં વહેલા વહેલા જઈ પહોંચવાનો તમને ઉમંગ છે ? નહિ મારા પ્રિયબંધુઓ અથવા જંગી બિરાદરો ! એમ કદી નહિ બને ! હું ફરીથી કસમપૂર્વક કહું છું કે એમ કદી નહિ બને ! હજુ તો તે પવિત્ર પ્રભુ પ્રસન્ન થાય તેવાં ઘણાં શુભ કાર્યો તમારા મુબારક હાથે થવાનાં બાકી છે. તમારા ઐક્ય અને આત્મબળ ઉપર તમારી પવિત્ર માતૃદેવી હિન્દ મોટા મોટા મદાર બાંધી બેઠી છે તેનો શુભાશિર્વાદ તમારો સર્વત્ર વિજય થવાનાં શુભ ચિન્હ સૂચવે છે તેથી મારી આ ભવિષ્યવાણી ખરી પડશે એમ ખાતરીપૂર્વક માનો, પરંતુ તે સાથે એટલું તો યાદ રાખો કે "પુરુપાર્થ વિના પ્રારબ્ધ પાંગળું બની જાય છે" અને એ પ્રારબ્ધને પ્રથમ દરજ્જે પાંગળું બનાવનાર આ હળાહળ વિષની ભરેલી હૉટેલ છે. વળી એ હૉટેલ આખા જગતની એોટેલ છે, અને તેમાં તમારી આગળ પીરસાતાં ભોજનપાત્રો તમારાં સર્વ ગાત્રો ગાળી નાખે તેવાં છે. પાશ્ચાત પદ્ધતિ પ્રમાણે એકજ ટેબલ ઉપર આચાર વિચારને અળગો કરી જાતજાતના શંભુમેળામાં સ્વધર્મને સ્વધામ પહોંચાડી પેટનો ખાડો પુરવો એ તે પ્રીતિભોજન કે ભીતિભોજન ? શું એ આજકાલનો કહેવાતો સુધારો કે ચોખ્ખો બગાડો ? યાદ રાખો કે આવો પાશ્ચાત સુધારો પવિત્ર હિન્દદેવીને અનુકુળ નથી. મારા નમ્ર મત પ્રમાણે તો **"સ્વધર્મ એજ સ્વદેશનું અખૂટ ધન છે."**

હવે હાલના કહેવાતા સુધરેલા જમાનામાં હૉટેલના મોહની અંદર વધુ ફસાઈ પડેલા કુટતી મૂછોવાળા યુવાન બંધુઓને મારે પ્રત્યક્ષ પ્રમાણરૂપ એ સૂચના આપવાની કે તમે તમારા પરમપૂજ્ય વૃદ્ધ વડીલોને પૂછી પાવરધા થાઓ, કે તેમની યુવાવસ્થાના સમયમાં દેશની અંદર હૉટેલોનું અસ્વિત્વ નહિ હોવાથી તેઓ કેવા બળવાન હતા? પુરતા પ્રમાણમાં મળતાં પૌષ્ટિક તત્વોથી સર્વથા તેમનો પંડ પોષાયેલો રહેતાં તેઓ કેવા ઉત્સાહી અને હિમ્મતવાન હતા? જરાવસ્થાથી જર્જરિત થયેલાં તેમનાં હાલનાં શરીરની સાથે પણ જો તમારા યુવાન દેહની સરખામણી કરશો તો ખાતરી થશે કે તેઓમાંના ઘણા હજુ માઇલોના માઈલો સૂધી પગે મુસાફરી કરી શકે છે, અને તમારે શહેરથી સ્ટેશન સૂધી લગભગ એક માઈલના અંતરમાં પણ મોટર કે ઘોડા ગાડીમાં ઘસડાવું પડે છે! આ બધું એ સૂચવે છે કે "હોટેલોએ **તમારૂં દૈવત હરી લીધું છે."**

મારા હૉટેલના હોંશીલા બંધુઓ! શું આટલા ઉપરથી તમારી ખાતરજમાં નથી થતી કે દેશનો હૉટેલોએ તમારા બળની, તમારી બુદ્ધિની, તમારા ધનની અને ધર્મની ધૂળધાણી કરી નાખી છે? શું હજુ પણ તમે સમજી શકતા નથી કે તેણે તમારા ઐશ્વર્યની, આયુષ્યની અને આબરૂની પાયમાલીની પાલખીઓ પ્રચંડ વેગથી તૈયાર કરી રાખી છે? હું નથી ધારતો કે મારાં આ વચનોમાં તમને લેશ માત્ર પણ અવિશ્વાસ હોય કેમકે એ સંબંધમાં મારૂં કેવળ

નિસ્પૃહીપણું અને તમારા સ્વછંદીપણાનું પરિણામ તમે નજરે જુઓ છો. તથાપિ હવસ એ એક એવી બુરી વસ્તુ છે કે જેના તમે દામ આપીને ગુલામ બની ગયા છો. વીરગર્જનાથી દુનિયાને ડોલાવી નાખનારા મારા ભારતવર્ષના પરાક્રમી પહેલવાનો! તમારા અસંખ્ય દળનું બળ કેટલું છે તે તો જરા તપાસો! અઘોર અજ્ઞાનતામાં ગૌરવ ઘટાડનારા આવા બુરા હવસોની ગુલામગિરી તમે ક્યાં સૂધી કરશો? યાદ રાખો કે એ હવસનું બંધન મજબૂત મનોબળરૂપી તિક્ષણ તલવારના એકજ વારથી તોડી ટુકડા કરી નાખવાનું તમારાજ હાથમાં છે અને તે એવી રીતે કે દૂધમાં ભેળવેલા ભયંકર વિષથી કે ઝેરી જાનવરથી તમે જેવા તત્કાળ દૂર હટી જાઓ છો તેવીજ રીતે આ હૉટેલોથી તમારે દૂર હટી જવાનું છે. વળી એ હવસમાં ફસાઈ પડતાં સ્વધર્મ નાશનું જોખમ એટલું બધું છે કે જેના ઉપર તમારો આલોક અને પરલોકનો આધાર છે. તમારા પવિત્ર રૂષિમુનિઓએ અને એહલે ઈસ્લામના પાક પરહેઝગાર રક્ષકોએ સ્વધર્મરૂપી અમૂલ્ય ધન તમને પોતાના અત્યંત પ્યારા વિશ્વાસુ વંશજો માનીને વારસામાં સોંપેલું છે. તે ધન અંત લગી સાચવી રાખવાનું તેમણે તમને આગ્રહપૂર્વક ફરમાવેલું છે. શું એ દૂરઅંદેશીવાન દયાની પ્રતિમાઓનાં પવિત્ર ફર્માનને તમે ભૂલી ગયા છો? શું એ ખાનાખરાબી કરનારી ખસલતે શયેતાનમાં તમે ડૂલી

ગયા છો ? હાલના સમયે પ્રીતિથી પરસ્પર હાથમાં હાથ મીલાવીને ઉભેલા મારા હિંદુ અને મુસલમાન મિત્રો ! તમારે જાણવું જોઇએ કે જેવું અન્ન તેવોજ ઓડકાર છે; અને "સ્વધર્મથી ફરેલા શીરાઉન ઉપર પ્રભુ કે ખુદાનો માર છે !" હજારો જાનની હમેશાં હિંસા કરનારી હોટેલો એકલા હિંદુઓને નહિ પરંતુ જ્ઞાતિભેદને નહિ માનનારા મુસલમાન બિરાદરોને પણ સ્વધર્મથી ચલાયમાન કરી દે તેવી છે. કેમકે પાક અથવા પવિત્ર ખાણું ખાવાનું તેમને પણ ખાસ ફર્માન છે. નહિ તો અલ્લાહની દરબારમાં તેમની ઈબાદત કબૂલ થતી નથી. બીજી કેટલીક બાબતમાં તમારી બન્નેની જાગૃતિ મગરૂરીનો મહાસાગર રેલાવી દે તેવી છે પરંતુ સ્વધર્મ વિના એ સઘળું શુન્ય છે. એ વિશે લાંબી મુદ્દત ઉપર મેં એક કવિતા લખીને મારા જ્ઞાતિબંધુઓની સેવામાં રજૂ કરી હતી તે આજ તમારી સેવામાં રજૂ કરવાની ઈચ્છા મને એકદમ થઇ આવે છે.

ત્રોટક છંદ.

મૃદુ ગાન સુકંઠ મૃદંગ વિના,
નટિનું જ્યમ નૃત્ય ઉમંગ વિના;
પશુ પુચ્છ વિના શિર શૃંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૧
બહુ ઘાટ બીજા ત્રટ ગંગ વિના.
રત રંગ ખીલે જ્યમ ઢંગ વિના;

કવિની કવિતા ધ્વનિ વ્યંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૨
ગણુ છે નભમાં પણુ ઈંદુ નથી !
સર સુંદરમાં જળ બિંદુ નથી !
ઉપન્યું ઉપવંન વિહંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૩
ગુણવંત વધુ ગુણિકાજ બની,
પણ છેક છટા ગઈ યોવનની !
વળિ સંત દીસે સતસંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૪
પરિપકવ કર્યું શુભ અન્ન સહી,
પણુ સાગર સત્વ મળે ન મહીં !
પુરૂષારથ પ્રેમ તરંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૫
પ્રમદા અધરામૃતથી પલકી,
મુખ ચંદ્ર સમાન રહ્યું ચલકી;
પણુ પાંગુલ પૂરણુ અંગ વિના !
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૬
જનમાં કહીં જો જડવાદ વસે,
પછીં શર્મ સ્વધર્મ સ્વધામ જશે !
પ્રભુતા પ્રભુ રૂપ પ્રસંગ વિના,
ત્યમ શુન્ય તમામ સ્વધર્મ વિના. ૮

* * * *

હવે હૉટેલના ખાણાપીણાના સંબંધમાં મારી જરૂરી સૂચના થઈ ગયા પછી તમારી પવિત્ર માતૃદેવી હિંદ કે જે આપણા સર્વની અધિષ્ટાત્રી છે અને જેની આજ્ઞા પાળવાને આપણે હમેશાં બંધાયેલા છીએ તે અંતરિક્ષમાં રહીને તમારી સઘળી હિલચાલનું અવલોકન કર્યા પછી તમને શું ફરમાન કરે છે તે સાંભળો.

"મારા સુપુત્રો! મારાં નેત્રની કીકીઓ! મારા હેતના ટુકડાઓ! અને મારી સઘળી આશાઓ! આજ સૂધી તમે મારી ગોદમાં રહીને બાળપણની અજ્ઞાન રમતો રમ્યા છો, અને રૂદન કરી પડતાં આખડતાં ઉછર્યા છો એ સમયને હવે ભૂલી જાઓ. તમારૂં બચપણ જાણીનેજ મેં તમને એવી નિર્માલ્ય રમતો રમતાં અંતરાય કર્યો નહોતો. હવે તમારી બાલ્યાવસ્થાનો સમય વહી ગયો છે, અને આજ તમને યુવાવસ્થા પ્રાપ્ત થઈ છે તેથી હવે મારી કુખે જન્મ લીધાનું સાર્થક થાય તેવી યોગ્ય ફરજો તમારે બજાવવી જોઈએ. મારાં તમને એ ફરમાન છે કે મતભેદોનાં મૂળ ઉખાડો અને તમારૂં ઉન્નતિનું દ્વાર ઉઘાડો. પ્રેમભાવનાથી તમારાં અંતર ભરો. અને તમારૂં ઐક્યબળ અખંડિત કરો. પરમાર્થને માટે સ્વાર્થનો ભોગ આપો અને મનની વિશુદ્ધતા હમેશાં માપો. પુરુષાર્થના પ્રયત્નો પ્રચંડ વેગથી કરો, પરંતુ સ્વધર્મનું જાળવીને જતન કરો. ચોખ્ખું દૂધ અને ઘૃત જેમ બને તેમ સસ્તાં કરાવો, અને તમારા ગૌરવરૂપ ગૌધનને બચાવો. હૉટેલના માલીકોને હાથ જોડીને સમજાવો અને તેમને નિર્દોષ

આજીવિકા દર્શાવો. હળાહળ વિષ સમાન હૉટેલના ખાન પાનથી ડરો અને તેનો એકદમ બહિષ્કાર કરો. મારૂં આ ફર્માન ઠામઠામ ફેલાવો, અને તમારા સ્વછંદી બંધુઓને ત્યાં જતા અટકાવો. ઘરોઘર વપરાતી ચાહે તમારા કંઠમાં વળગેલો ઝેરી સાપ છે અને "હૉટેલની ચાહે ઉપર તો મારા હજારો હજાર શ્રાપ છે."

"હૉટેલથી આજીવિકા ચલાવનારા મારા પુત્રો ! જો તમે મારા સાચા સુપુત્રો થવામાં ગૌરવ માનતા હો તો તમારા બીજા બંધુઓના હિતને ખાતર એ ગલીચ ધંધો ચલાવતાં ગંદકીથી ખરડાયેલા તમારા હાથ હવે હમેશને માટે ધોઈ નાખો. અને તમારા નિર્વાહના નિર્મળ નિર્ણયને માટે તે પવિત્ર પ્રભુ કે પાક પરવરદિગાર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો. હું જામીન થઇને કહું છું કે તમારા એ સજ્જન પુરૂષને છાજતા સ્વાર્થભોગનો સર્વોત્તમ બદલો આ દુનિયામાં અને પેલી દુનિયામાં તે સર્વશક્તિમાન્ ખાવિંદે ખલ્ક આપ્યા સિવાય કદાપિ રહેશે નહિ. યાદ રાખો કે આથી વધુ કીર્તિવાન અને પુણ્યવાન કૃત્ય તમે બીજું ભાગ્યેજ કરી શકશો. કેવળ સ્વાર્થને વશ થતાં ચંચળ લક્ષ્મીના તુચ્છ લોભમાં લપટાઇને આવો અલભ્ય લાભ લેવાનું ન ચૂકો, અને તમારા એકલાના પેટને ખાતર મારાં લાખો ગરીબ બાલબચ્ચાંઓના પેટ ઉપર પગ ન મૂકો. મારા સઘળા પુત્રોની સન્મુખ હું ફરીથી પ્રચંડ પોકાર કરી કહું છું કે "હૉટેલ એ મારી પવિત્રતામાં મોટામાં મોટું કલંક છે અને તે દૂર

કરવાનો પ્રયત્ન કરનારા પ્રભાવશાળી વીરો ઉપર મારો અખંડ આશિર્વાદ વરસે છે એ નિશંક છે."

"અને ઓ મારી આશાના તેત્રીસક્રોડ અંકુરો! હાલ તમને ઘોર નિદ્રામાંથી ઝબકી ઉઠેલા જોઇને મારૂં અંતર આનંદથી ઉભરાઇ જાય છે! તમારી ભાતૃભાવના અને માતૃપ્રેમ નિહાળીને આકાશનિવાસી દેવતાઓ પણ દુંદભીનાદમાં તમારાં યશોગાન ગાય છે! તમારી સિંહગર્જનાના ગંભીર ઘોષથી સઘળી દિવ્ય ભૂમિકાઓ ગાજી ગઈ છે, અને ત્યાં વસનારી અદભુત સ્વરૂપવાન અપ્સરાઓ સુગંધીમાન પુષ્પોથી તમને વધાવી રહી છે! તમારી કીર્તિનો તેજસ્વી પ્રકાશ સ્વર્ગ કે જન્નતના ઝાંપા સુધી પહોંચ્યો છે, અને હિમ્મતે મર્દનો મદદગાર રહેમદીલ રામ અથવા ગફુરે રહીમ તમને મદદ કરવા તત્પર થયો છે!! વહાલા વીરાઓ! ચારે બાજુએ થતી વીરહાક સાંભળીને તમે તમારી કમ્મર કસો, અને પ્રાણના ભોગે પણ પુરુષાર્થ કરવા યાહોમ કરીને આગળ ધસો. હવે તો તમારૂં ધ્યેય, શ્રેય અને અંતીમ ધ્વનિ એજ કે "જયશ્રી હરિહર અને અલ્લાહો અકબર!"

ફર્માને હિંદ અથવા હોટેલ પર હલ્લો. એ લેખ પરિપૂર્ણ કરતાં મારે મારા હિંદુ અને મુસલમાન બંધુઓને આગ્રહપૂર્વક જણાવવાનું કે એ હોટેલની બદી સુલેહ શાંતિભરેલી હિલચાલથીજ તમારે અટકાવવાની છે. નહિ કે કોઇ બંધુના ઉપર કોઈપણ પ્રકારનો અત્યાચાર કરીને. મારો ઉદ્દેશ અને તમારી માત્ર ભૂમિનું ફર્માન પણ નવુંજ છે કેમકે દેશનું ઐક્ય એજ દેશોન્નતિનો મુખ્ય મંત્ર છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

હવે આ સંબંધમાં મારા મુસલમાન બિરાદરોને વધુ ઉપયોગી થઈ પડે તેવી એક ગજલ મેં ઉર્દુ જબાનમાં લખી છે તે તેમની સેવામાં ખાસ રજૂ કરૂં છું અને મારી માન્યતા છે કે ઘણા હિંદુભાઈઓ પણ તેનો ભાવાર્થ સમજી શકશે.

## કવ્વાલી ગજલ.

હુકમ અબ હિન્દકા સબકો, સુનાના યહભી લાઝીમ હય.
દરદ હમ દર્દકો હરદમ, દીખાના યહભી લાઝીમ હય.
તમન્ના શેરે ગુલ્શનકી, કે જીસ્મેં હમ તડપતે હય,
ઉસી ગુલ્શનમેં શોરોગુલ, મચાના યહભી લાઝીમ હય.
ફજર હૂઈ! ફરજ હોના, અયે! બંદે ખુદા! દેખો!
કસમ લેકર! કદમ યકદમ, બઢાના યહભી લાઝીમ હય.
ઝમાને શર્મ રબ સબકી, મુસિબત મર્દકો હય કયા?
સિરસ્તા હમશરીકોં કો, બતાના યહભી લાઝીમ હય.
જમાના હય ન ગાફીલકા, સભી આલમકો હય માલૂમ;
મગર હમદર્દીકી નોબત, બજાના યહભી લાઝીમ હય.
"ફરજમેં સબ ફના કરકે, ફસાના યહભી લાઝીમ હય;
શુકર લિલ્લાહ! કભી ગરદન, કટાના યહભી લાઝીમ હય.

* * * * *

મારા પ્યારા બંધુઓ અને બિરાદરો! હવે મને લાગે છે કે એક લખનાર તરીકેની મારી કાંઇક ફરજ મેં બજાવી. છે તેથી હાલ હું તમારી રજા લઈશ અને સમયપરત્વે પાછો તમારી સેવામાં મોટા ઉમંગથી હાજર થઇશ. હવે તો "જયશ્રી હરિહર, અને અલ્લાહો અકબર!!!"



